પરમપૂજ્ય સદ્‌ગુરૂશ્રી માસ્તર સાહેબ
ઝવેરભાઈ ગરબડભાઇનાં

# બોધવચનો.

વકીલ બળવંતરાય રઘુનાથજી દેશાઈ
ની પરવાનગીથી

છપાવી પ્રસિદ્ધ કરનારઃ—
**દેશાઈ ખંડુભાઇ નરોતમભાઈ.**
વાડીફળીઆ—**સુરત.**

છાપનારઃ—રઘુભાઈ લલ્લુભાઈ દેશાઈ
શ્રી 'અનાવિલ' પ્રિ. પ્રેસ, બરાનપુરી ભાગળ, **સુરત.**

**ટીપઃ**—આ બોધવચનો જે કોઈ જીજ્ઞાસુને છપાવવાની ઇચ્છા થાય તેને હમારી પરવાનગી છે એમ સમજવું.

શ્રી

# ઉપોદ્દઘાત.



સર્વ મનુષ્યની સ્વાભાવિક ઈચ્છા દુઃખમાંથી મુક્ત થઈ અબાધિત સુખ(શાંતિ) પ્રાપ્ત કરવાની છે. અને તેનાં સર્વ કાર્યનો હેતુ તેજ હોય તેમ દેખાય છે; પરંતુ જેઓનો એ હેતુ યથાર્થ સફલ થયો હોય તેવા મનુષ્યો ભાગ્યેજ દ્રષ્ટિગોચર થાય છે. આ હેતુ ફલીભુત થવામાં આડે આવનાર મનુષ્યની અજ્ઞાનતા શિવાય બીજું કોઇ કારણ વિચારમાં ન આવતાં, સત્ય જ્ઞાનશું છે? તેની શોધનાર્થે જ્ઞાની પુરૂષોનો સમાગમ કરવાની મને ઈચ્છા થઇ.

જ્ઞાની પુરૂષોના પ્રસંગમાં આવતાં તેમના બોધદ્વારા મારી પોતાની પૂર્ણ પ્રતીતી થઇ કે મનુષ્યો જે અબાધિત શાંતિ-મય જીવન ભોગવવાની સ્વાભાવિક ઇચ્છા રાખે છે, તે ઇચ્છા, અજ્ઞાન (અસત્ય સમ-જણુ) દુર કરી, સત્ય જ્ઞાન પ્રાપ્ત કર્યા શિવાય બીજા કોઇ પણુ સાધનથી ફલીભુત થઇ શકે તેમ નથી; કારણુ કે સર્વ ક્લેશ અથવા અશાંતિનું મૂળ જીવની અણુસમજણુજ છે, અને તે સત્ય જ્ઞાનનાં બોધના બળથી દુર થયે આત્માની સ્વાભાવિક શાંતિનો અનુભવ જીવને આપોઆપ પ્રગટ થાય છે, અને તેનો સર્વ પ્રકારનો ક્લેશ દુર થાય છે.

આ પ્રતીતીને લીધે મેં મારા સદ્દગુરૂ દ્વારા જ્ઞાનીઓનાં કેટલાંક બોધવચનો શ્રવણ કરેલાં તે લખી રાખેલાં અને તે સતત સ્મરણમાં રહે એવા હેતુથી તેમને છપાવી ઘરની દિવાલો પર ચોઢવાનો વિચાર થવાથી તે છપાવવાનું કાર્ય મેં શરૂ કર્યું આ હકીકતની કેટલાક સહવાસમાં આવેલા પુરૂષોને જાણ થવાથી અને તેઓ તરફથી તે બોધવચનોની માંગણી થવાથી, મેં તેની સોએક નકલો કઢાવી અને તે પુસ્તકના રૂપમાં તેઓને તથા બીજા જે અન્ય સ્નેહીઓ તરફથી માગણી થઈ તેમને આપી, પરંતુ નકલો ખુટી જતાં બીજા સ્નેહીઓ તરફથી માગણી જારી રહેતાં તે બોધવચનો કેટલાક વધારા સાથે

છપાવવાની ઈચ્છા થવાથી આ બોધવચનો છપાવી બીજીવાર પ્રગટ કર્યાં છે.

આ બોધવચનો પ્રગટ કરવાનો હેતુ ફક્ત એટલોજ છે કે વખતે તેના વાંચન તથા મનનથી જેટલો મને લાભ થયો છે તેવો કોઇ અન્ય વિચારવાન જીવોને થાય.

આ બોધવચનો જો કોઇ જ્ઞાનીની સમીપમાં વાંચવામાં આવે અને તે ઉપર તે વધારે વિવેચન કરે તો વાંચકને વધારે લાભ થવાનો સંભવ છે. મને આશા છે કે જેઓનું માનસિક બંધારણ મારા જેવું હશે તેઓને આ બોધવચનોથી કંઇક વિશેષ વિચાર કરવાનું સાધન મળશે. પ્રકાશક.

---

# ધ્યાનના બાર વિચારો.



(૧) બાહ્ય હું દુઃખનો ભંડાર છું, અંતરહું સુખનો સાગર છું.

(૨) સુખ, દુઃખ, હર્ષ, શોક એ બધાનું સ્થાન તારાં પોતામાંજ છે; બહારથી આવતું નથી, કેમકે એ વિચારો મનમાંથીજ ઉત્પન્ન થાય છે, અને મન તારામાં છે. બાહ્ય વસ્તુઓ નિમિત્ત માત્ર છે, બાહ્ય વસ્તુઓ પોતેજ કંઇ લાભ હાનીનું પ્રત્યક્ષ સ્વરૂપ નથી પરંતુ તારૂં મન તેને તે સ્વરૂપ આપે છે તેથી તે લાભ હાનીનું કારણ થાય છે માટે, સારૂં, ખોટું, લાભ, હાનિ, રોગ, ભય, જન્મ, મરણ, એ વિચારોને તું છોડી

ા સુખ દુઃખ ને હર્ષ શોક છેજ નહીં.
ગ્ર વસ્તુઓ એનુંજ નામ જગત્ છે તો
ત્ દુઃખકારક છેજ નહીં માત્ર સુખ
મનાં વિચારોજ દુઃખકારક છે, અને તે
ર કરવા તારા હાથમાં છે, કેમકે મન
ું છે ને તેને જેવું કરે તેવું તે થાય
ું છે માટે જગત્ નહીં પણ મનજ
ખકારક છે. તું કહેતો હોય કે મન અને
ાર તારા હાથમાં નથી તો તેમ વિચાર
તો પણ સુખદુઃખ છેજ નહીં, કેમકે
ખ વિચારનુંજ છે ને તે જ્યારે તારા
ી તો પછી તેનો હર્ષ શોક તને શી રીતે
ય.જેનો વિચાર હોય તેનેજ તે વિચારનું
ખ હોઇ શકે, તો તું મનથી અલગ
અને દુઃખ છે તે મનને છે એમ સમજે

તોપણ તું તારાં સ્વરૂપમાં સ્થિર થતાં સુખ દુઃખ, હર્ષ, શોક ઉડી જશે.

(૩) તું તારાં મૂળ સ્વરૂપનો વિચાર કર, જે સત્ ચિત્ અને આનંદરૂપજ છે જેને હર્ષ નથી, શોક નથી, સુખ નથી, દુઃખ નથી, જે રાત્ર દિવસ દ્રષ્ટા સ્વરૂપેજ માત્ર રહે છે, શંકા હોય તો સુષુપ્તિનો વિચાર કર કે તે વખતે તારૂં સ્વરૂપ કેવું છે. તે વખતે તું છે એ નક્કી છે છતાં કાંઇ પણ સુખદુઃખ રહિત છતાં માત્ર તું છું (સત્ ચિત્) એ શિવાય બીજો ખ્યાલજ નથી, અને તે વખતે દુઃખ માત્રનો અભાવ હોવાથી આનંદ કહ્યો છે, વાસ્તવિક તોસત્ એજ તારૂં સ્વરૂપ છે અને તેનું તને ભાન

છે માટે ચિત્ એથીજ તત્સત્ એ છેવટનું વાક્ય છે. માટે તારૂં સત્ય સ્વરૂપ જે દ્રષ્ટા માત્રનું છે તે રીતેજ તું રહે તો તને દુઃખ છેજ નહીં તેમજ એ સ્વરૂપ મુક્ત હોવાથી તે તું પ્રત્યક્ષ કરે તો તું પણ મુક્તજ છે.

(૪) જે કાંઇ બનાવો બને છે તેનું જેમ તને જ્ઞાન થાય છે તેવુંજ બીજાને પણ થાય છે, છતાં તેમાં તને હર્ષ શોક થાય છે ને બીજાને થતો નથી એજ બતાવે છે કે તે બનાવમાં હર્ષ શોક કરાવવાનો ધર્મ નથી કેમકે, ધર્મ ધર્મિથી જુદો એક પળ પણ રહી શકે નહીં. જેમકે અગ્નિ અને ઉષ્ણતા, તો જે કાંઇ હર્ષ શોક થાય છે તેનું કારણ તારૂં મમત્વ છે, એટલે કે તેં તે બનાવ

મારો છે એમ માન્યું છે તે છે. માટે મમત્વનો નાશ કર. કેમકે મમત્વ મિથ્યા છે અજ્ઞાન છે વસ્તુતઃ કાંઈ પણ તારૂ નહીં છતાં તું તારૂં માને છે તો પછી અસત્ય (અજ્ઞાન) દુઃખ કેમ નહીં કરે, જે વસ્તુ-સ્થિતિ છે તેનાથી ઉલટું ધારીએ તો દુઃખ થાયજ. જે ઠેકાણે જવાનો જે રસ્તો હોય તે મુકી ઉલટે રસ્તે જાય તો દુઃખ છેજ એ પ્રત્યક્ષ છે. હવે વસ્તુતઃ કંઇ તારૂં નથી એમ કેમ માનવું તેનો ખુલાસો એ છે કે મુખ્ય વસ્તુ લઈએ કે ધન તથા સ્ત્રી પુત્રાદિક, હવે તું જો એમ માને કે ધનતારૂં છે, ને તેથી, તે જાય તેથી તને દુઃખ થાય છે, તો ધન શાનું બનેલું છે ધાતુઓ તથા હીરા માણેક મોતી ઇત્યાદિનું, તો એ

ધાતુઓ તથા હીરા માણેકની ખાણો કે મોતીની શીપો તેં બનાવી નથી. કોણે બનાવી છે એની તને ખબર નહીં હોય પણ તેં તો બનાવી નથીજ એમાં કંઇ શંકા નથી. જો તેં બનાવી હોય તો એક ખાણ બનાવ જોઇએ. તો પછી તું તેનો માલીક શી રીતે થયો. તેવીજ રીતે તારી સ્ત્રી તેં બનાવી નથી. પુત્રાદિક તેં પેદા કર્યાં છે એમ તું માનતો હોય તો જ્યારે તું ધારે ત્યારે પુત્રાદિક બનાવી શકે એમ થવું જોઇએ જો તેમ થતું હોય તો વાંઝીઆ કોઇ રહે નહીં. માટે એ સઘળું તેં બનાવ્યું નથી, પણ પોત પોતાનાં કર્મ પ્રમાણે જ્યાં ત્યાં ગોઠવાઇ ગયું છે. ગોઠવનાર તું નથી, તેમ ત્યાંથી

ઉંચકી લેનાર પણ તું નથીજ, તોપછી ધન ઓ પુત્રાદિક આવે ને જાય તેમાં તને હર્ષ શોક શા માટે જોઇએ વળી દુઃખ કોઇ માગતું નથી છતાં આવે છે તો સુખ પણ તેમજ આવે છે. એ રીતે મમત્વ તોડવું જોઇએ ને તે તોડે તોજ તું મુક્ત થઇ શકે.

( ૫ ) જે કાંઇ બને છે તે વસ્તુ ગતીના કાયદા પ્રમાણેજ બને છે. કેમકે એક ન્હાનુ સરખુ રાજ્ય પણ વ્યવસ્થા વગર વધુ વખત નભે નહીં તો પછી આવડું મોટું જગત્ કરોડો વર્ષ સુધી કેમ નભે ? માટે તને કાંઇ પ્રાપ્ત થયું તો તે, જેમ એ કાયદા પ્રમાણે થયું, તેમ તે જતું રહ્યું, તો તે પણ તેજ કાયદાનુસાર છે; તો પછી આવે તેમાં હર્ષ

શું ને જાય તેનો શોક શું. એ કાયદો તેજ કર્મનો કાયદો છે.જ્યારે કાચની સ્થુલ આરસીમાં એક પણ ચાળો પડયા વગર રહેતો નથી તો પછી આ કુદરતની ચૈતન આરસી, ને તે પણ રાત્ર દિવસ ચેતન છે, એવી આરસીમાં તારૂં એક પણ કર્મ પછી તે કાયિક વાચિક કે માનસિક હોય તોપણ તેનો પડછાયો પડયા વગર કેમ રહે. ને પડે તો પછી તેનો પ્રત્યાઘાત પણ હોયજ તું પોતે તેમજ સર્વ પ્રાણી માત્ર કુદરતના ભાગ છે અને વ્યવસ્થિતપણું સર્વ પ્રાણી માત્રને પસંદ છે તો કુદરતના અંશને જો તે પસંદ હોય તો આખી કુદરતને કેમ નહીં હોય છતાં તું જો એમ માને કે કુદરત વ્યવસ્થિત નથી તોપણ તારે હર્ષ શોકનું કારણ નથી,

કેમકે તને તો અવ્યવસ્થિતપણું પસંદ નથી તો એવી અવ્યવસ્થિત અને ઢંગ વગરની દુનિઆમાં અવતાર લેવાનું તને કેમ પસંદ પડે એટલે એમ જોતાં પણ વૈરાગ્ય થાય ને તેથી પણ મોક્ષજ છે.

( ૬ ) તારા હાથમાં કંઇ છેજ નહીં અથવા તારાં સુખદુઃખનો કર્તા તું પોતેજ છે. બંને રીતે જોતાં હર્ષ શોકનું કારણ રહેતું નથી. મૂળમાં તારો જન્મ ક્યાં,ક્યારે થશે તેજ તારા હાથમાં નથી; તું ભીખારીને ત્યાં જન્મ્યો હોત તો ભીખારી કહેવાત,રાજાને ત્યાં રાજા થાત,તારી તમામ પ્રવૃત્તિઓનું સાધન જે શરીર તે જન્મ વખતે અપંગ (આંધળો ઇત્યાદિ) હોત તો

એ પ્રવૃતિઓ તારાથી બનત નહીં વળી એ શરીરને આધિ વ્યાધિ નડે છે તે પણ તારા હાથમાં નથી, તો પછી તું કરે છે એ મિથ્યા અભિમાન છે. જગતમાં બાળક, વદ્ધ અને અપંગો તેમજ પશુપક્ષિઓ અને જાનવરો શું પ્રયત્ન કરે છે? છતાં તેઓ જીવે છે ને શાંતિમાં રહે છે તો તેની સંભાળ કોણ લેછે. જે એ લોકોની સંભાળ લેછે તે તારી કેમ નહીં લે. સંખ્યા તરફ જોઇશું તો પશુપક્ષિ ને કીડીથી કુંજર સુધીનાં સ્થળચર તેમજ નાનાં પોરાથી મોટા દરીઆઈ હાથી સુધીનાં જળચર પ્રાણીઓ લઇએ તો મનુષ્ય સંખ્યા કાંઇ વિસાતમાં નથી, તો કુદ-રતમાં એક ભાગ પ્રવૃતિ કરે તોજ

પેટ ભરે ને બીજો બેસી રહે તો પણ પેટ ભરે એમ બે જુદા જુદા ન્યાય હોઇ શકે નહીં માટે તું કરે છે એ અભિમાન છોડ. જો તુ એમ માનતો હોય કે મારાં સુખદુઃખનો કર્તા હું છું તો પછી એવાં કર્મ કર કે જેથી મુક્તિ થાય. જેના પરિણામે સુખ થાય કે દુઃખ તે બંને દુઃખદાઇ છે કેમકે દુઃખ તેતો દુઃખજ છે અને જેને સુખ કહીએ છીએ તે પણ પરિણામે દુઃખજ છે માટે એવાં કર્મ કરવાં બંધ કર તો પણ તું મુક્ત થશે

(૭) તારી કાંઇ સત્તા છેજ નહીં માટે તું તારાપણું છોડ તું શાનો બનેલો છે સ્થુળ શરીર અને મન બુદ્ધિ ચિત્ત અને

અહંકાર એનો તું બનેલો છે હવે જોકે શરીર પંચભૂતનું છે તે પૃથ્વી પાણી તેજ વાયુ ને આકાશનું છે. એ પાંચ સ્થુળ તત્વો છે તેવાંજ બાકીનાં ચાર તત્વો મન બુદ્ધિ ચિત્ત ને અહંકાર છે જેમ સ્થૂળ પાંચ તત્વોપર તારી સત્તા નથી એ પ્રત્યક્ષ છે. જો હોય તો વંટોળીઆ, ધરતીકંપ, જ્વાળામૂખી ઇત્યાદિ બંધ કર. તો એવીજ રીતે મન બુદ્ધિ ઇત્યાદિ સૂક્ષ્મ તત્વો ઉપર પણ તારી સત્તા નથી, જો સત્તા હોય તો અહંકાર છોડ જોઇએ ? તો પછી એ તત્વોની ક્રીયા ઉપર તારે શા માટે હર્ષ શોક હોવો જોઇએ તું કહેતો હોય કે એ બધાંથી વિરક્ત એવું જે ચૈતન્ય, કે જેની સત્તામાં એ તત્વો છે,તે હુ તો છું,તો

પછી એ ચૈતન્ય તત્વ છે તે તો દ્રષ્ટા સ્વરૂપજ રહે છે તેમ તું રહે તોપણ હર્ષ શોક તને હોઇ શકે નહીં.

(૮) વાસના કે ઇચ્છા એજ માયાનું વ્યકત સ્વરૂપ છે અને તેથી ઇચ્છા એજ જન્મ મરણનું કારણ છે. કાંઇપણ ઇચ્છા હોય તો તે ભોગવવાનું સાધન અવસ્યમેવ જોઇએજ. શરીર એ સંસારનાં સુખની ઇચ્છા ભોગવવાનું સાધન છે, તેથી જો ઇચ્છા નહીં હોય તો શરીરની જરૂર રહેતી નથી માટે સર્વ ઇચ્છાનો ત્યાગ એજ મોક્ષ છે. વળી વારંવાર જન્મ લઇને કરવાનું શું છે તે જોઇશું તો જણાશે કે ઇચ્છાને તેની તૃપ્તિ એ શિવાય કંઇજ નથી તો તેતો કરોડો વાર કર્યું. એવી કોઇ ઇચ્છા નથી

કે જે તેં કરી નહીં હોય ને તેની તૃપ્તિ કરી નહીં હોય કેમકે આત્મા અનાદી અનંત છે તો પછી શા માટે તેની તેજ ઇચ્છા કરવી ને આ જગત્‌માં આવવું.

(૯) જગત્ દુઃખમયજ છે. સર્વ પ્રવૃત્તિ નિવૃત્તિનેજ અર્થે છે, તો જગત્‌માં અસંખ્ય વસ્તુઓ છે, અને એક વસ્તુ પ્રાપ્ત થઇ તો તેની નિવૃત્તિ થઇ એટલે મન બીજીપર જઇને બેસે છે, એ મનનો સ્વભાવ છે, અને વસ્તુઓ રહી અસંખ્ય, તો પછી જગતમાં પરમ નિવૃત્તિ શી રીતે મળે, વળી જગતની તમામ વસ્તુઓ નાશવાન છે તો નાશવાન વસ્તુથી સુખ મળે એમ કેમ કહેવાય કારણ કે સુખ કાય-

મર્યું નથી અને અંતર આત્મા તો કાર
મની નિવૃત્તિ શોધેછે. ધન સ્ત્રી પુત્રાદિકન
મરણુકાળમાં જે છાતીફાટ દુઃખો થા
છે, શારીરિક ભયંકર વેદનાઓ જોઇએ
છીએ એ સર્વનો વિચાર કરીએ તો કોઇ
કર્મનાં બંધથી તને એ દુઃખો પડે ત
તારાં દુઃખનો પાર રહે નહીં તો એવ
જગતમાં જન્મ શા માટે જોઇએ મા
સંસારીક સુખનો મોહ છોડ.

(૧૦) સર્વ પ્રાણિ માત્રની તૃ
સરખીજ છે જે ભેદ દેખાય છે તે મા
અજ્ઞાનને લીધે છે માટે મોટા, નાના
ઉંચ, નીચ, એ સર્વ ખ્યાલ છોડ.

(૧૧) તારી ઇંદ્રિઓ અને તારૂં મન
તારી બુદ્ધિ એનો વિચાર કર કે તે કેવ

અલૌકિક છે. કરોડો રૂપીઆ ખર્ચતાં, અરે
આખું જગતનું રાજ્ય આપી દેતાં પણ તે
પ્રાપ્ત થઇ શકે એવાં નથી, તો આવી
અલૌકિક વસ્તુઓ તને આપી કે તેં પ્રાપ્ત
કરી તો તે શું અશાંતિ ભોગવવા માટે ?
કદી નહીં. માટે એ વસ્તુઓનો ઉપયોગ
શાંતિ મેળવવા માટે કર, અને તે સાધન
સત્યજ્ઞાનનુંજ છે. જો તું બ્હેરો હોત અને
કોઇ તને ગાળ દેત તેનું દુઃખ તને હોત
નહીં, તો શું તને કાન આપ્યા છે તે ગાળ
સાંભળી તેનાથી દુઃખ ઉત્પન્ન કરવા
આપ્યા છે ? એમ સમજ રાખી સર્વ
ઇંદ્રિઓનો ઉપયોગ સત્ય જ્ઞાન માટેજ કર.

(૧૨) કોઇ પણ જીવ દ્વેષને પાત્ર

નથી, સર્વ જીવ માત્ર પરતંત્ર છે કેમકે તેઓ તેમનાં કર્મને આધિન છે. જેમ કોઇ ઠેકાણે કોલસાની ખાણ હોય ત્યાંથી કોલસા નીકળે ને હીરાની હોય ત્યાંથી હીરા નીકળે તો તેમાં તને આશ્ચર્ય થતું નથી તો પછી જેનાં તેનાં કર્મની ખાણમાંથી જે નીકળે તે તે આપે એમાં તું શા માટે દ્વેષ કરે છે. કોલસાની ખાણને તું મારવા જાય છે કે? તો પછી બુદ્ધી હીનને શા માટે મારવા જાય છે. આંખ જેમ ઇંદ્રિ છે તેમ બુદ્ધિ પણ ઇંદ્રિ છે તો આંખ વગરનાથી તને વાગે તો દુઃખ થતું નથી તો બુદ્ધિ વગરનો તને નુકશાન કરે તેમાં તેના ઉપર દ્વેષ કેમ કરે છે?

---

# બોધવચનો.



અજ્ઞાન એજ સર્વ દુઃખનું મુળ છે અને તેને દુર કરવાનું સાધન માત્ર જ્ઞાનજ છે.



૧ અજ્ઞાન ( અણસમજણ અથવા વિપરિત જ્ઞાન) એજ સર્વ દુઃખનું બીજ છે તેજ બીજમાંથી અનેક દુઃખમય વૃક્ષ ઉદ્‌ભવે છે.

૨ અજ્ઞાન દુર કરવાનું સાધન સત્ય જ્ઞાન (સત્ય સમજણજ છે) અને તે પ્રાપ્ત કરવાનું સાધન જ્ઞાની પુરૂષની ભકિતથી પ્રાપ્ત થતો સદ્‌બોધ અને તદ્ અનુસાર વર્તનજ છે. જ્ઞાની પુરૂષ પ્રત્યેની ભક્તિના

અભાવે તેમનો બોધ પરિણમતો નથી અને તદ્ અનુસાર વર્તનને અભાવે જીવોનું અજ્ઞાન નિર્મૂળ થતું નથી, તેથી કરીને દુઃખની પરંપરાનો પુર્ણ નાશ થતો નથી.

૩ જ્ઞાનીને દુઃખ નથી, જ્યાં દુઃખ છે ત્યાં અજ્ઞાન છે, જ્યાં અજ્ઞાન છે ત્યાં ઇચ્છા છે. ઇચ્છા છે ત્યાં દુઃખ છે. ઇચ્છાઓ અપાર છે, અને તદ્ જનીત દુઃખ પણ અપાર છે. સર્વ ઇચ્છાઓની ઉત્પત્તિ તથા તદ્દ્વારા ઉત્પન્ન થતાં દુંખોનું બીજ અજ્ઞાનજ છે.

૪ પોતાનું અજ્ઞાન દુર કરી, સત્યજ્ઞાન પ્રાપ્ત કરી. અબાધિત શાંતિરૂપ સુખ પ્રાપ્ત કરી જન્મ મરણના ફેરામાંથી છુટવું

તે અને ફક્ત તદર્થે ઉત્પન્ન થતી આવશ્યક ફરજો શિવાય બીજી કોઇ ફરજ મનુષ્યને બજાવવાની નથી. આ શિવાય મનુષ્ય જન્મનો બીજો કોઈ હેતુ હોય તેમ સમજાતું નથી.

૫ અણુસમજણુજ (અજ્ઞાન) દુઃખ છે અને સત્યજ્ઞાનથી તે દુર થયેજ દુઃખનો અંત છે.

૬ માયિક દુઃખ દુર કરી અબાધિત માયિક સુખ પ્રાપ્ત કરવું એ કોઇ દીવસ બન્યું નથી, હાલ બનતું હોય તેમ દેખાતુ નથી, અને ભવિષ્યમાં તે કદી બને એ વાત બુદ્ધિમાં ઉતરતી નથી. માટે માયિક દુઃખ દુર કરી અબાધિત માયિક સુખ પ્રાપ્ત કરવાની ઇચ્છા તથા તેને માટેનો પ્રયત્ન

ગમે તેવો મહાન હોય તોપણ તે વિચારવાન ને કેવળ નિરર્થક જણાયા શિવાય રહેતો નથી.

૭ વિપરિત ભાવ ન પામે તેવું દ્રઢીભૂત થયેલું સત્ય જ્ઞાનજ ફક્ત સર્વ દુઃખનો ક્ષય કરી અખંડાનંદ પ્રાપ્ત કરાવી જન્મ મરણના દુઃખમાંથી મનુષ્યને મુક્ત કરનાર છે, આ શિવાયના દુઃખ દુર કરી સુખ પ્રાપ્ત કરવાનાં અન્ય ઉપાયો પરિણામે કેવળ દુખજ પ્રાપ્ત કરનાર છે.

---

## સત્ય જ્ઞાન શી રીતે પ્રાપ્ત થઇ શકે.



૮ જીવનો અનાદિકાળથી સ્વચ્છંદી સ્વભાવ છે તેનો ત્યાગ કરવો અતિ દુર્લભ

માટે આપ બળે અણુસમજણુનો
ઝાનનો) નિ:શેષ ક્ષય કરી સત્ય જ્ઞાન
ભૂત કરવું તે બનવું ઘણેખરે ભાગે
ાકય જેવું છે માટે જ્ઞાનીનાં બોધને
ણપુર્વક ધારણ કરી તદ્અનુસાર આગ્રહ
ક વર્તન શિવાય બીજા ઉપાયથી
ણુસમજણ ટાળી, સત્યાજ્ઞાન દઢ કરી,
મમાંથી ( જન્મ મરણના ફેરામાંથી )
ળ મુકત થવું એ ઘણું ખરૂં નહિ
વા જેવું છે.

૯ જીવને જો કદી દુ:ખનો અનુભવ
ા હોય અગર કદી દુખનો ભય લાગતો
ા તો તેણે સમજવું કે તે તેની
ણસમજણ ( અજ્ઞાન ) નું પરિણામ છે.

૧૦ પ્રત્યેક દુઃખનાં કિંવા નિરાશાના પ્રસંગે જીવે યાદ કરવું કે સત્યજ્ઞાનની અપરોક્ષ પ્રાપ્તિ શિવાય અન્ય ઉપાયો દુઃખમાંથી મુક્ત કરતા જણાતા છતાં ભવિષ્યમાં અધિક દુઃખનાં હેતુભૂત થાય છે.

---

## ત્યાગનું સ્વરૂપ.

---

૧૧ જે માણુસ મનથી કરી મનનો નાશ કરી મુકત થતો નથી તે માણુસ કોઈ પણ ઉપાયથી કદી મુકત થવાનો નથી. જયાંસુધી શરીર છે, ત્યાંસુધી ક્રિયા રહિત થવું અશકય છે—ક્રિયાનાં પરિણામની આસકિત જેની તુટી ગઈ છે તેનોજ ઉત્તમ ત્યાગ છે.

---

# જીવન મુક્તિનું સ્વરૂપ.

૧૨ મરીને જીવવું એજ ખરેખરૂં જીવવું છે. મરણ વખતે બધાં દુઃખનો અંત આવતો દેખાય છે, પરંતુ ખરી રીતે તે વખતે દુઃખનો અંત આવતો નથી. પણ જે માણસ જીવતાં મરણ પામે છે તેના દુઃખનો અંત વાસ્તવિક રીતે આવે છે, અને પછીથી તેને કોઇ પણ પ્રકારનું દુઃખ ઉત્પન્ન થતું નથી તેથી દરેક માણસે પોતાની જીંદગીમાં મરવુંજ જોઇએ, અને જે પળે તે જીવતો દેખાતા છતાં મરણની સ્થિતિને પ્રાપ્ત થાય છે, તે પળથીજ તેના દુઃખનો અંત આવે છે. જીવતાં મરવું એટલે જીવતાં મનનો નાશ કરવો. કારણ

કે સુખ, દુઃખ, મન છે ત્યાં સુધીજ છે. માટે જો મનનો નાશ થાય તો તે નાશ થયા પછી પ્રાણીને સુખ દુઃખ થતું નથી. પરંતુ તે પોતાના બાકીના સઘળા જીવિતની અંદર સુષુપ્તિના જેવી શાંતિ ભોગવે છે. અને આ પ્રકારની પ્રાપ્ત કરેલી જ્ઞાન સુષુપ્તિને વિદ્વાન લોકો તુર્યા કહે છે અને તે જીવતાંજ પ્રાપ્ત થાય છે. આવી સ્થિતિ જેને પ્રાપ્ત થઈ હોય તેને જીવન મુક્ત કહે છે.

---

જીવન મુક્ત દશા પ્રાપ્ત કરવાનું સાધન માત્ર વિચાર માર્ગજ છે જેને રાજ (જ્ઞાન) યોગ કહેછે.

૧૩ આ સ્થિતિ પ્રાપ્ત કરવાને સ્હેલો

રસ્તો એકજ છે. અને તે એ છે કે માણુસે વિચારથી અને નિદધ્યાસથી આશા અને ભયનો ત્યાગ કરવો મન એ વૃત્તિઓનો એક મોટો ભારો છે એ વૃત્તિઓમાં કેટલીક સારી અને કેટલીક ખોટી કહેવાય છે, ખોટી વૃત્તિઓ હંમેશાં દુઃખ ઉત્પન્ન કરે છે, અને કવચિતજ ક્ષણુભંગુર સુખનો દેખાવ આપે છે. સારી વૃત્તિઓ સુખ આપતી દેખાય છે, પરંતુ તેની સાથે દુઃખનો સમુહ રહેલો છે. માટે તે બંને પ્રકારની વૃત્તિઓનો પૂર્ણ નાશ થવો જોઈએ, કે જેથી કરીને માણુસ પૂર્ણ શાંતિ ભોગવી શકે

૧૪ આ વૃત્તિઓનું બંધારણુ માત્ર કલ્પનાથીજ થયું છે અને તેને જે પુષ્ટિ

તથા બળ મળેલું છે તે કલ્પનાને લીધેજ છે. જે વૃત્તિની કલ્પના લાંબા કાળ પર્યંત રહેલી છે તેનું બળ ઘણુંજ વધારે છે, અને જે વૃત્તિની કલ્પના અલ્પકાળની છે તેનું બળ જુજ છે. આજ કારણથી મનને શરીરનો સંબંધ તુટતાં એટલે મરણ પ્રાપ્ત થતાં ઘણુંજ દુઃખ પ્રાપ્ત થાય છે, અને તે શરીર પ્રાપ્ત કરવાને તરતજ યત્ન કરી શરીર પ્રાપ્ત કરી લે છે. આથીજ માણસને પુનર્જન્મ ધારણ કરવો પડે છે. માટે સઘળી વૃત્તિઓ કરતાં શરીર સંયોગ જારી રાખવાની વૃત્તિ જબરી છે. પુરૂષને દરેક જન્મ સ્ત્રી સાથેનો પરિચય વધારે હોય છે અને તેથી કરીને વિષય વાસના અમર

આ મહુવાસની ઇચ્છા માણસના અંતઃકર-
ણુમાં લાંબા કાળ સુધી રહે છે ઉપરની
બન્ને વાસનાઓની પ્રબળતાને લીધે દ્રવ્ય
સંપાદન કરવાની કલ્પના પણ લાંબા કાળની
હોવી જોઇએ, માટે તે ઇચ્છા પણ બળ-
વાન ગણાય છે અને વાસ્તવિક રીતે કેટલેક
દરજ્જે તે બળવાન પણ હોય છે. પ્રીતિની
સ્પૃહા એ પણ એક બળવાન વૃત્તિ ચિર-
કાળના સંકલ્પથી થઇ આવેલી હોવાને
લીધે એક બળવાન વૃત્તિ થઇ આવેલી છે.
આ સિવાયની બીજી જે વૃત્તિઓ છે તે
ઉપરની વૃત્તિઓનાં પરિણામ છે માટે આ
વૃત્તિઓનો જો યથાર્થ ક્ષય સધાય તો
તમામ વૃત્તિઓનો યથાર્થ ક્ષય એટલે

મનનો પૂર્ણ ક્ષય સધાય માટે આ ચાર વૃત્તિઓનો ક્ષય કરવાની અપેક્ષા છે.

૧૫ જ્યારે આ વૃત્તિઓ કલ્પનાથી ઉત્પન્ન થયેલી છે ત્યારે તેનો નાશ પણ કલ્પના એટલે વિચારથી કરવો જોઇએ માટે દરેક માણસે જેમ બને તેમ પોતાના જીવિતનો ઘણો ભાગ આ વૃત્તિઓનો નાશ થાય તેવા વિચારમાંજ ગાળવો જોઇએ. તેમાં જેટલો વિલંબ થાય તેટલું પાપ અથવા દુઃખ છે. કાર્ય વિચાર અથવા કલ્પનાને આધીન છે, માટે વિચાર જો યથાર્થ હોય તો કાર્યો યથાર્થ થવાનાં એટલે કરવાનું ઝાઝું રહેતું નથી.

૧૬ આ વિચાર માર્ગ જો યથાર્થ

સમજાય છે તેથીજ સર્વ દુઃખનો અંત આવે તેમ છે. માટે દરરોજ ઉપરની દિશાએ સર્વ વિચાર થવા જોઇએ તો સહેજ મોક્ષ છે. આ વગર મોક્ષને માટે બીજાં સાધન શોધવાં એ દુઃખ વધારવાનો રસ્તો છે.

---

## સત્ય જ્ઞાન ઉત્પન્ન કરનારા વિવિધ વિચારો.

### (૧) જગત્ નહીં પણ મમત્વજ દુઃખ-કારક છે.

---

૧૭ કુદરતી સૃષ્ટિ અને માનસીક સૃષ્ટિ એમ બે સૃષ્ટિ છે. તે પૈકી કુદરતી સૃષ્ટિ દુઃખ-કારક નથી. પરંતુ માનસિકજ દુખઃકારક છે. કેમકે કુદરતી સૃષ્ટિ જેમ છે તેમની

તેમ રહેવાની' પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશ અને પ્રાણી માત્ર કુદરતી સૃષ્ટિનાં છે તેતો જેમ છે તેમનાં તેમજ રહેવાનાં તે કંઇ નાશ થાય એમ નથી, તેતો અનાદી અનંત છે(બીજરૂપે), અમુક માણસ મરી ગયો કે જન્મ્યો, અમુક પૃથ્વી રસાતળ થઇ અમુકે આધે નુકશાન કર્યું એ બધું કુદરતી સૃષ્ટિનું પરિણામ છે, પણ જેણે જેણે એ બનાવો સાથે પોતાના મનમાં મારા પણું જોડયું તેનેજ તે બનાવોથી દુઃખ છે, એટલે કે મનવડેજ જેનો નાશ અને અસ્તિત્વ છે તેનોજ એટલે કે કલ્પનાનોજ નાશ થાય એમ છે અને મન એમાત્ર કલ્પના. નોજ બારો છે, તેથી એટલુંજ કર્તવ્ય છે-

## ( ૨ ) અસત્ય ખ્યાલો યાને અધ્યાસજ માત્ર દુઃખકારક છે.

૧૮ લાંબાકાળના અધ્યાસથી જે અમુક વિચારો બંધાઇ ગયા છે તેનુંજ બધું દુઃખ છે. જેમકે બ્રાહ્મણ થયા એટલે પુનર્લગ્ન નહીં થાય આ એક વિચાર પેશી ગયો છે, તેથી આપણું કોઇ સગું પુનર્લગ્ન કરેતો દુઃખ થાય, પણ જે ન્યાતમાં તેમ કરવાનો રિવાજ છે તેમાં પુનર્લગ્ન થાય તો દુઃખનો વિચારજ નહીં આવે કેમકે તેતો થાય તેમાં શું. જે ન્યાતમાં છોકરીઓને દુધ પીતી (ખૂન) કરે છે તેમાં એવું ભયંકર કામ કરતાં આચકો લાગતો નથી તો આ ઉપરથી એ સિદ્ધ થયું કે

સુખ ને દુઃખ માત્ર વિચારનેજ આધીન છે તેથી અમુક વિચારથી દુઃખ ને અમુકથી સુખ એવી જે અનાદી ગોખણી છે તે ભુલી જવી જોઇએ અને સૌ કુદરતની લીલા છે એમ જોયા કરવું જોઇએ. એનુંજ નામ ભણેલું ભુલવાનું છે, આપણને જે અવળા વિચાર કરવાની ટેવ પડી ગઇ છે જેમકે આપણો મિત્ર નીમકહરામ થયો તો તેથી મીત્ર ઉપર જે દ્વેષ આવે છે, એ અવિદ્યા અથવા અસત્ય જ્ઞાનનું પરિણામ છે કારણ કે સંસારમાં મિત્ર નીમકહરામ થાયજ નહીં એમ કાંઇ નિયમ નથી, ઉલટ થાય છે એ પ્રત્યક્ષ છે છતાં આપણી સમજ મિત્રતા વખતે અવળી બંધાઇ ગઇ તેથી દુઃખ થાય છે માટે સવળું ગોખવું કે કુદરતમ

બધું બની શકે છે તુંજ મિત્ર તરીકે શું કોઈને નીમકહરામ કદી થયો નથી ?

---

## (૩) પ્રાણી માત્ર પરતંત્ર છે માટે કોઇ પણ જીવ દ્વેષને પાત્ર નથી.



૧૯ સર્વ પ્રાણી પરતંત્ર છે જે ક્રીયા દેખાય છે તે તેની નથી. તે માત્ર નિમીત્ત છે. વળી બીજી રીતે જોઈએ તો સર્વ પ્રાણી માત્ર કુદરતનાજ ભાગ છે તેથી તે ક્રીયા આપણી પોતાનીજ છે તો દોષ કોને દેવો ? આપણા દાંત આપણી જીભ કરડે તો દોષ કોને દેવો. કુદરતમાં સારૂં પણ છે ને નઠારૂં પણ છે તો સારૂં કાયમ કરી નઠારૂં નાશ કરવાની કાંઇ તારી શક્તિ નથી.

---

## ( ૪ ) દુઃખ માત્ર વિચારનુંજ છે.



૨૦ દુઃખ માત્ર વિચારથીજ ઉત્પન્ન થાય છે જેમકે આપણું લાખોનું નુકશાન વડોદરામાં થયું ને શહેરનાં ઘણાં સ્નેહીઓ ખેદ કરતાં હોય, પણ તેજ પળે આપણે પોતે પરગામ હોઇએ ત્યાં સંપુર્ણ શાન્તિ ને મોજમઝામાં હોઇએ, પણ એ ખબર આપણા કાને પડી નુકશાન થયાનો વિચાર આંવ્યો, ત્યારેજ દુઃખ થયું. એથી પ્રત્યક્ષ છે કે વિચારથીજ સુખ દુઃખ છે, પણ જો આપણે સત્ ચિત્ ને આનંદની ભાવનામાં રહી બાહ્ય કોઇ પણ વિચારને પેસવા દઇએ નહીં તો કોઇ પણ દુઃખ નડી શકે નહીં.

(૫) આપણે ત્રિકાળ જ્ઞાનિ નહીં છતાં તેવા થઇને ફરીએ છીએ તેનુંજ દુઃખ છે



૨૧ આપણે ત્રિકાળ જ્ઞાની નહીં છતાં તેવા થઇને ફરીએ છીએ તેનુંજ દુઃખ છે, જેમકે એક ધંધો કરવા માંડયો, કીંવા કાંઇ મંદવાડ આવ્યો ઇત્યાદિ તો આપણે વિચાર કર્યા કરીએ છીએ કે આમ નફો આવશે, ને આમ ખોટ જશે, ને આમ રોગ વધી જશે, અને આમ થશે, ને તેમ થશે, ને પછી તેમ નહીં થાય ત્યારે જાણે ત્રિકાળ જ્ઞાનીએ કહેલું કેમ ખોટું પડયું એમ ધારી દુઃખ કરીએ છીએ, એટલે દુઃખ આપણે ને આપણેજ ઉભું કરીએ છીએ. માટે તારા વિચાર પ્રમાણે

કાંઇ બનતુંજ નથી માત્ર ધણીનો ધાર્યો મનસુબો હોય તેમજ થયા જાય છે એમજ સમજ રાખે તો દુઃખ છેજ નહીં

---

## (૬) ધન સુખદાતા નહીં પણ દુઃખદાતા છે.



૨૨ કોઇ માણસ લાખો રૂપિયા મુકી મરી જાય ને તેની મીલકત બાબત તેના વારસો વચ્ચે ટંટો થાય તો વરસો કલેષ ભોગવે ત્યારે પૈસાનો મેળવનારો શાંતિમાં સુતેલો હોય છે. વળી માણસને મરતાં સુધી જે પૈસો પોતાના ખપમાં આવ્યો તે શિવાયનો તમામ પૈસો લાખો દુઃખનો પણ દેનારો થઇ પડે

છે; જેમકે તેના મુવા પછી વારસો વચ્ચેના ટંટામાં કેટલીએ પેઢી સુધી કલેષ ચાલે છે. વળી મરનાર જ્યારે તે પેદા કરે છે ત્યારે તેને માટે હાય વરાળ કેટલીએ કરી હોય છે, તે બધી હાય વરાળ મરણ પછીના વધેલા પૈસા બાબતની નકામીજ ગઇ એમ કહેવાય, માટે તારે જોઇએ તે કરતાં વધારે પૈસા મેળવવા માટે તું હાય વરાળ કરીશ નહીં, અને જેટલો જોઇએ તે માટે પણ તેમ કરીશ નહીં, કેમકે તારૂં મોત કઇ પળે છે તે તું જાણતો નથી; માટે માત્ર વર્તમાનમાંજ રહે ને જે મળે તેથી સંતોષ પકડ, ભવિષ્યની એટલે બીજી પળની પણ નકામી ફિકર નહીં કર.

## (૭) સંસારથી વિરક્ત થવું એનું રેહાસ્ય



૨૩ શરીરથી કરીને તેમજ મનથી કરીને બંને રીતે સંસારમાં રહેવાય છે તે પૈકી શરીરથી રહેવાને હરકત નથી, તેમજ તેમ રહેવા વગર તો છુટકોજ નથી, કેમકે જંગલ એ પણ સંસારનોજ ભાગ છે, ત્યાં પણ જીવ તથા જડનાજ સંસર્ગમાં રહેવાનું છે, પરંતુ મનથી કરીને સંસારમાં નહીં રહેવાય તો તેજ ખરો ત્યાગ અને સત્ય જ્ઞાન છે. એટલે કે સંસારમાં રહીને જે કાંઈ બને તેમાં તું મન નહીં પરોવ. અર્થાત તેમાં તારૂં મમત્વ નહીં જોડ તો સંસારનાં સુખ

દુઃખ તને અસર નહીં કરતાં તું તારા સ્વરૂપમાંજ રહી શકશે.

## (૮) ગુરૂ કર્યાથી દુઃખ ટળે એનો મર્મ.



૨૪ ગુરૂ કરવાથી દુઃખ ટળે એનો મર્મ એ છે કે ગુરૂ કર્યા એટલે તન, મન અને ધન એ સઘળું જો કે તારી પાસે છે છતાં તે બધું ગુરૂનુંજ છે એમ માનવાનું છે; અર્થાત એવાજ ભાવથી રહેવાનું છે. એજ ભાવના દ્રઢ કરવાની છે. અને તેમ માન્યું એટલે પછી તનને લાગીને જે જે ઉપાધીઓ જેવી કે રોગ, મનને લાગીને રહેલી ઉપાધીઓ જેવી કે હર્ષ શોક ઈત્યાદિ આવે ત્યારે તેનાથી

હર્ષ શોકની અસર મન ઉપર થાય નહીં કેમકે જ્યારે કોઇ વસ્તુ ઉપર મમત્વ હોય ત્યારેજ તે સબંધી હર્ષ શોક થાય છે. જેમકે હરેક પળે દુનિયામાં ધનનો લાભ ને નાશ તેમજ કીર્તિનો લોપ ને લાભ થાય છે, તેમજ મનુષ્યો રોગથી પીડાય છે છતાં તેની અસર આપણને થતી નથી, તેનું કારણ તેમાં આપણે આપણું મમત્વ જોડયું નથી તે છે. તેથી જો ગુરૂની માલકી માની તો જે કાંઇ સુખ દુઃખ છે તે તેને હશે, આપણે શું? એ ભાવથી રહી શકાય, પરંતુ તેવી માન્યતા સાચી હોય તોજ એ પરિણામ આવે માત્ર મોઢે બોલવાથીજ નહીં વળી બીજી રીતે જોઇએ તો પણ એજ સત્ય માર્ગ ઠરે છે તે એવી રીતે કે ગુરૂ

જે સત્ય જ્ઞાન તે આપણે પોતાનું કર્યું હોય કે કરવા પ્રયત્ન કરીએ તોજ ગુરૂ કર્યો કહેવાય અને તેમ થાય તો સત્ય જ્ઞાન પ્રાપ્ત થયા વિના રહે નહીં ને સત્ય જ્ઞાન થાય તો સઘળા દુઃખનો તેમજ જન્મ મરણનો અંત આવે એ ઉઘડ છે

---

## (૯) નિવૃત્તિમાંજ સત્ય સુખ છે.

૨૫ પ્રવૃત્તિની નિવૃત્તિ થવાથીજ સુખ છે એજ બતાવે છે કે નિવૃત્તિમાંજ સુખ છે, દાખલા તરીકે અમુક કામ કરવાની પ્રવૃત્તિ થાય તો પછી તે કામ કર્યું એટલે કે તે પ્રવૃત્તિની નિવૃત્તિ કરી એટલે મનમાં સુખ થાય કે હવે કામથી પરવાર્યા,

પરંતુ જગતનાં તમામ કાર્યો એવાં છે કે એકમાંથી બીજું ને બીજામાંથી ત્રીજું એમ ફણગા ફુટી એટલો વિસ્તાર વધે કે કાયમનું પરવારવાનું બનેજ નહીં કેમકે ધારો કે આખા જગતનું રાજ્ય મેળવ્યું તો પણ તેને સાચવી રાખવાની પ્રવૃત્તિ તો રહેવાનીજ અને ઉપર કહ્યું તેમ સુખ તો પરવારવામાંજ છે તો પછી જગતના કાર્યમાં કાયમની શાંતિ નથી. વળી જગતની પ્રવૃત્તિ કે કાર્યમાં સુખ પણ થાય ને કાર્ય નહીં થાય તો દુઃખ પણ થાય એટલે હવે સવાલ એ છે કે ખરૂં સુખ શામાં ? જવાબ એજ કે "આત્મ સ્વરૂપમાંજ રહેવાથી કાયમની શાંતિ છે,"

## (૧૦) હર્ષ શોક અને સમતાનું સ્વરૂપ



૨૬ જ્ઞાન માર્ગે ચડવામાં શરૂઆતમાં જ્ઞાનની સમજ થવાથી જે આનંદ થાય છે એ પણ ખરો આનંદ નથી પરંતુ હર્ષ છે એટલે કે વૃત્તિનો વિકાર છે એવો હર્ષ હમેશાં કાયમ રહેતો નથી પણ સમાઇ જાય છે. તેથીજ કહ્યું છે કે હર્ષમાં સુખ નથી પરંતુ હર્ષ ને શોક એ બેમાંથી એક પણ નહીં એવી જે સ્થિતિ જેને સમતા કહે છે તેમાંજ ખરૂં ને કાયમનું સુખ છે. કાળે કરીને હર્ષ જેમ સમાય છે તેમ કાળે કરીને શોક પણ સમાય છે પણ સમતાની સ્થિતિને કાળ વિક્ષેપ કરતા નથી એજ બતાવે છે કે સમતાની સ્થિતિ

એજ અનાદિ અનંત અને નિર્વિકારી છે, જે ગુણો આત્માના છે તેથી એજ આત્માનું સ્વરૂપ છે.

---

## (૧૧) પ્રભુ ઉપરનો પ્રેમ તેજ સત્ય પ્રેમ છે.

---

૨૭ પ્રભુ ઉપરનો પ્રેમ સૌથી ઉત્તમ પ્રેમ છે એનું કારણ કે પ્રેમ એ એવી વસ્તુ છે કે તેનાથી સર્વ દુઃખનો નાશ થાય છે. પ્રથમ આપણે વ્યવહારીક પ્રેમ કે જે ખરે ખર REAL પ્રેમ નથી પરંતુ મોહ છે છતાં તેનો વિચાર કરીએ, તો જણાશે કે એક માણસનો પુત્ર મરી ગયો છે ને તે દુઃખમાં તે ડુબી ગયો છે, તે વખતે તેની

સે તેનું એક નાનું બાળક હસતું હસ્તું
.વે ને તેને તે લઇ રમાડે, ત્યારે તે બાળક
ારના પ્રેમ યાને મોહમાં તેનું મન એકાગ્ર
ાથી પુત્રનું દુઃખ તેટલો વખત તે
ી જાય છે. તો જ્યારે વ્યવહારીક
ાનું આટલું બળ છે તો ઇશ્વરી પ્રેમનું
લું બળ કહી શકાય ? સર્વ સાંસારીક
તુઓ નાશવંત હોવાથી તે પ્રાપ્ત થાય ત્યારે
મ છે તેમ જાય ત્યારે દુઃખ છે એટલે તે
બધી વસ્તુઓથી થતો આનંદ ખંડીત
ને સુખ દુઃખ મિશ્રીત છે અને તેથી
પ્રત્યેના પ્રેમને મોહ કહ્યો છે. ઈશ્વર
ત્ય અને પોતેજ પ્રેમ કે આનંદમય
ને આનંદજ છે અને તેથી તેના પ્રત્યેનો

પ્રેમ તેજ સત્ય પ્રેમ છે અને તે નિત્ય છે તેમજ પ્રેમ પ્રત્યેજ તે પ્રેમ છે તેથી અખંડિત છે; કેમ કે આત્મા એ પોતેજ આનંદ સ્વરૂપ છે તેનામાં બાહ્ય વસ્તુ સાથે એકાગ્રતા કરવાનો સ્વભાવ હોવાથી બાહ્ય વસ્તુમાં જ્યારે આનંદ લેવા જાય ત્યારે સંસારની અનેક વસ્તુઓ પૈકી થોડી ઉપરજ જઇ શકે કેમ કે એકી વખતે તમામ વસ્તુ ઉપરનો પ્રેમ તેતો સર્વ વસ્તુ આત્મ સ્વરૂપે જોવાથીજ થઇ શકે, અને તેથી એકાદ વસ્તુ ઉપરનો પ્રેમ તેજ મોહ છે કેમકે તે ખંડિત આનંદ છે, પૂર્ણ આનંદ તે નથી તેથીજ બ હ્ય વસ્તુ ઉપરનો પ્રેમ તે મોહ છે અને તે ઇચ્છવા જોગ નથી.

## ૨) સુખ દુઃખ તારા હાથમાં નથી.



૨૮ દુઃખ કોઇ માગવા જતું નથી
કે કોઈ એમ ઇચ્છતું નથી કે મને
આવે, કે હું ગરીબ થાઉં, કે
અપમાન થાય, કે મારૂં મોત થાય,
દુઃખ આવે છે. તો પછી જ્યારે
ા વગર માંગે આવે છે એટલે
કર્મ પ્રમાણે આવે છે તો પછી
પણ, કર્મ પ્રમાણે વગર માગેજ
ા છે કુદરત કે ઇશ્વર કાંઇ ફક્ત દુઃખ
ાવા માટે નથી પરંતુ સુખ દુઃખ
તેનાજ નિયમાનુસાર આવે છે માટે
માટે ગ્લાની કરવી ને સુખ માટે
ા કરવી એ માણુસનો નકામો વલવલાટ
ંમકે તેના હાથની એક પણ વાત

નથી તેણે તો પ્રભુ ઇચ્છાથીજ બધું બને છે એમ સમજી નીવૃત્તિ રાખવી એજ કર્તવ્ય છે.

## [૧૩] મોક્ષનું સ્વરૂપ.

૨૯ કોઈ કહેશે કે પૂર્વ કર્મનાં ફળથી સુખદુઃખ છે તો પછી વર્તમાન જન્મમાં જે કર્મ થાય છે તે તો પૂર્વ જન્મનું ફળ છે પછી બીજો જન્મ ક્યાં છેને બીજો જન્મ નથી તો પછી મોક્ષ જેવી વસ્તુ શાની? તો તેનું નીરાકરણ એવું કે પૂર્વ કર્મનું ફળ મળે તેનથી જીવને શાંતી થતી નથી પણ ઓછું મળ્યું છે એમ ધારી વધારે માટે ચીંતા કરે અને નહીં મળે તો તેની ચીંતા, એ રીતે પરંપરા નવીન કર્મો બંધાય છે તેનો અંત તેજ મોક્ષ

# ઉપસંહાર.



બોધવચનો અપાર છે તે બધાં કહેવા કે લખવા જઇએ તો તે બનવા જેવું નથી. અનંત ગુણોવાળું જે જ્ઞાન તેનું વર્ણન પુરેપુરૂં કરવું એ અશક્ય છે, માટે વધારે લખવા જઇએ તોપણ કહેવાનું તો શેષ રહેવાનુંજ, અને અનેક શાસ્ત્રો ને પુરાણો લખાયા છતાં પુર્ણપણે જ્ઞાનનું વર્ણન થઇ શક્યું નથી અને છેવટે શાસ્ત્રવાળાએ પણ થાકીને કહ્યું છે કે ગુરૂ વગર જ્ઞાન નથી. વળી ઘણી વખત એમ બને છે કે મુદ્દાની વાત કહેવાનું શરૂ કરીએ તે અતિ લંબાણ કરવા જતાં મુખ્ય મુદ્દાની વાત ધ્યાન

બહાર જતી રહે છે અને અતિ લંબાણુથી લખાયલાં ભાશ્યો ને ટીકાવાળા ગ્રંથોથી એજ પરિણામ આવે છે એમ ઘણાનો અનુભવ છે. માટે મુખ્ય મુદ્દાનાં બોધવચનો કહી આટલેથીજ તે બંધ કરીએ છીએ; પરંતુ છેવટનું સત્ય શું છે તે માર્મીક રીતે આ બોધવચનોમાં તેમજ અન્ય શાસ્ત્રો અને પુરાણોમાં કહેવામાં આવ્યા છતાં તેનો મર્મ પૂર્ણપણે સમજાતો નથી તેથી તે સંબંધે બે બોલ લખવાની જરૂર છે. છેવટનું સત્ય સ્પષ્ટપણે કહેવા જેવું નથી કેમકે એમ કહેવામાં આવે તો તેથી જનસમુહને લાભ નહીં થતાં ઉલટ હાનિ થાય એમ છે વળી તે ગુરૂ ગમ વગર ઠસી શકે એવું નથીજ. માટે જીજ્ઞાસુ

માત્રની ફરજ છે કે આ છેવટનું સત્ય શું છે તે સદ્ગુરૂદ્વારા જાણી લઈ નિર્ભય બનવું કેમકે નિર્ભયતા વિના મોક્ષ નથી. જ્યાં સુધી સદ્ગુરૂ મળ્યા નથી ત્યાં સુધી પોતે છેવટનું સત્ય જાણ્યું છે એમ કદી પણ સમજવું નહીં. એ સત્ય, જ્ઞાનીઓ પોતાની સાથેજ લઇ જાય છે યાને જ્ઞાનિઓ તે સમજીને સમાઇ ગયા છે. અને પૂર્ણ અધિકારીનેજ તેઓએ તે આપ્યું છે અને આપે છે.

આ છેવટનું સત્ય, ગુરૂ આજ્ઞાનુસાર સ્પષ્ટપણે પ્રસિદ્ધિમાં મુકયું નથી, પરંતુ મુમુક્ષુ માત્રને સૂચના છે કે તેમણે તે સદ્ગુરૂદ્વારા સમજી લેવું પુસ્તકદ્વારા એ સત્ય જાણવાનો પ્રયત્ન કરવો એ સ્વછંદ છે ને તે કદી પણ ફળીભુત થઇ શકે એમ નથી.

અમુક સત્ય છેવટનું સત્ય છે કે કેમ તેની પરિક્ષા એ છે કે પોતે તમામ ફરજોમાંથી મુકત થયો છે એમ પ્રતિતી થાય છે અને આ જન્મ કિંવા પૂર્વ જન્મનાં સર્વ કર્મના તમામ શુભાશુભ પરિણામના ભયમાંથી એટલે કે ભય માત્રથી તે મુકત થયો છે એવી સત્ય પ્રતિતી થાય છે. આજ કારણથી સર્વ સંતોનો એક મતે અભિપ્રાય છે કે ગુરૂ કર્યો વગર મોક્ષ નથી તેમજ જ્ઞાનનો અગ્નિ એ એવો અગ્નિ છે કે તેનાથી સર્વ કર્મ ભસ્મિભૂત થાય છે અને જયારે મનુષ્ય એ છેવટનું સત્ય પ્રાપ્ત કરે છે ત્યારેજ તેને આ અભિપ્રાયનું ખરૂં રહસ્ય અને સત્યતાનું ભાન થાય છે અને ત્યાં સુધી જે મનુષ્ય એ અભિપ્રાય કહી બતાવે છે, તે માત્ર બીજાનું કહેલુંજ કહે છે એમ સમજવું. વળી આ બાબતમાં એક બહુ મહત્વની વાત મુમુક્ષુએ યાદ

રાખવી કે પોતે ગુરૂ કર્યો છતાં આવું છેવટેનું જ્ઞાન પોતાને પ્રાપ્ત થયું નથી તેથી ગુરૂની કૃપા પોતાના ઉપર નથી, અને તેથી બીજા ગુરૂની શોધમાં પડવું એવો વિચાર કદી પણ કરવો નહીં કેમકે દરેક મુમુક્ષુને તેમના અધિકાર પ્રમાણે સદ્‌ગુરૂ સમજ આપતાજ રહે છે સદ્‌ગુરૂ તો હંમેશ છેવટનું જ્ઞાન આપવા તત્પરજ હોય છે, પરંતુ આપણો અધિકાર પ્રાપ્ત થવાનીજ રાહ જુએ છે. માટે ખામી પોતાનીજ છે, નહીં કે ગુરૂ કૃપાની, એમજ સમજ રાખવી. કોઈ કહેશે કે અમને જે ગુરુ મળ્યા છે તે આવું છેવટનુ જ્ઞાન પોતે જાણે છે કે કેમ તે અમારે કેમ જાણવું પરંતુ સંસ્કારવશાત જેને તેને તેના અધિકાર પ્રમાણે સદ્‌ગુરૂ મળેલાજ હોય

છે, જેને છેવટનું સત્ય જાણવાની તીવ્ર ઇચ્છા હોય છે તેને છેવટનું સત્ય જાણનાર ગુરુ મળે નહિ એ બનવા જેવુંજ નથી કેમકે કુદ્દતનો નિયમ છે કે જેની જેટલી જરૂર તેટલું કુદરત પેદા કરે છે ને તે જ્યાં તેની જરુર હોય ત્યાં પૂરૂં પાડે છે (Demand and supply) બામી માત્ર આપણી પોતાની ઇચ્છાનીજ હોય છે. માટે મુમુક્ષુનું કર્તવ્ય માત્ર એટલુંજ છે કે સત્ય જ્ઞાન તથા વિવેકબુદ્ધિ માટે તીવ્ર ઇચ્છા પ્રગટ કરવી જ્યાં એ યોગ્યતા પ્રાપ્ત થઇ કે ગુરૂ દૂર નથી તે તારી પાસેજ છે ને તારી પાસેજ અરે તારામાંથીજ તે પ્રગટ થશે એમ ખાત્રી રાખવી.

* સમાપ્ત *

# જાહેર ખબર.

જુના નવા મળીને ૪૨૫ ભકતોનાં ૨૫૦૦૦ પચીસ હજાર ભજનો તથા આખ્યાનોનો મોટો સંગ્રહ તેના અર્થ, રહસ્ય અને રાગ-રાગણીની સમજ સાથે, તથા સર્વ શાસ્ત્રો અને પુરાણોના સાર રૂપ સરળ તત્વજ્ઞાનનો ગુજરાતી ભાષાનો એક અપૂર્વ ગ્રંથ નામે

## ભક્તિ ભાસ્કર અને તત્વજ્ઞાન

યાને

## ગુજરાતનો વેણુનાદ.

દરેક ભાગ ૪૦૦ પાનાનો એવા આશરે પંદર ભાગમાં.

કીંમત:—દરેક ભાગની પાકાં પુઠાંની રૂ. ૨ બે. પાકાં પુઠાંને સોનેરી અક્ષરવાળાની રૂ. ૨॥ અઢી. ટપાલ ખર્ચ જુદું.

ભાગ ૧ લો:-વૈશાખ સુદ ૩ સંવત ૧૯૮૦ ના અરસામાં પ્રસિદ્ધ થશે તે પછી થનાર ગ્રાહકને કીં. આઠ આના વધારે પડશે.

બાકીના ભાગો એજ કીંમતે દર બે ત્રણ માસે નીકળશે.

અગાઉથી થનાર ગ્રાહકની સંખ્યા કરતાં સહેજ વધારે પ્રતો છાપવાની હોવાથી પાછળ લખેલે ઠેકાણે તાકીદે નામ નોંધાવી દેવું.

પુસ્તક મધ્યમ કદનું અને ઉંચી જાતના ગ્લેઝડ કાગળ ઉપર સ્વચ્છ છાપકામવાળું અને મજબુત બાંધણીનું થશે.

આ પુસ્તકનો દરેક ભાગ ૪૦૦ પાનાનો થશે, તેમાં પહેલાં આશરે ૩૦૦ પાનામાં આશરે ૪૨૫ પ્રાચીન અને અર્વાચીન ભક્ત કવીઓ જેવા કે અખો, કબીર, ધીરો, બાપુ, નિરાંત, છોટમ, નરસીંહ મહેતો, દયારામ,

રવીદાસ, ભોજો, મીરાંબાઇ, બ્રહ્માનંદ, પ્રેમાનંદ, નિષ્કુલાનંદ, મુક્તાનંદ, આનંદઘન, ચીદાનંદ, તુકારામ, નામદેવ, રામદાસ કેશવપુરી, તુલસીદાસ, માધવદાસ, સુરદાસ, સુંદરદાસ, કાયમદીન, અખરામ, બડા સાહેબ, ઉમર, પુજો, મનોહર, કેશવ, કલાપી, સાગર, રવીંદ્રનાથ ટાગોર, ઇત્યાદી ઇત્યાદીનાં ગુજરાતી, મરાઠી તથા હીંદી મળી આશરે ૨૫૦૦૦ ભજનો પૈકી દરેક ભાગનાં ૩૦૦ પાનામાં સમાશે તેટલાં સાદી ને સરળ ગુજરાતી ભાષામા તેના વિસ્તાર પૂર્વક અર્થ અને ઉંડા રહસ્ય સાથે આપવામા આવશે. તેમજ સંત મહાત્માઓ જેવાકે ધ્રુવ, પ્રલ્હાદ, સુદામા ઇત્યાદીનાં આખ્યાનો પણ તેના રહસ્ય સહીત આપવામાં આવશે.

બાકીનાં ૧૦૦ પાનામાં એક સામાન્ય ગામડીઆને પણ સમજ પડે એવી સાદી ને સરળ ગુજરાતી ભાષામાં સર્વ શાસ્ત્રો જેવાં કે ઉપનિશદ, બ્રહ્મસૂત્ર, ગિતા, પંચદશી,

યોગવાશિષ્ટ, ભાગવત, શાંતિપર્વ, અમૃતાનુભવ, અધ્યાત્મ રામાયણ, જીવન મુક્તિવિવેક, રામકૃષ્ણ પરમહંસ, રામતીર્થ, વિવેકાનંદ તથા અરવિંદ ઘોશના ગ્રંથો ઇત્યદી ઇત્યાદી અનેક પ્રાચીન અને અર્વાચીન ગ્રંથોના સારરૂપ તત્વજ્ઞાનને સમાવેશ કરવામાં આવશે. તેમજ તે પૈકી કેટલાક મુખ્ય ગ્રંથો જેવા કે, ગિતા, યોગવાશિષ્ટ ઇત્યાદી પુરેપુરા તેની ટીકા તથા રહસ્ય સહીત આપવામાં આવશે. આ રીતે દરેક ભાગનું પુસ્તક ૪૦૦ પાનાનું થશે અને આશરે ૨૫૦૦૦ ભજનો અને તત્વજ્ઞાનનો સંગ્રહ પુરો થતાં સુધી દરેક ભાગ દર બે ત્રણ માસે પ્રસિદ્ધ કરવામાં આવશે

હમણાં હમણાં ભજનો તો બહુ ગવાય છે, પરંતુ તેના અર્થ સમજ્યા વગરનું ગાવું એતો માત્ર લવારો છે. દાખલા તરીકે મંડળીમાં ભજન ગાનર બોલે છે કે "પ્રથમ પહેલાં સદગુરૂને પાય લાગુ" તેને બદલે "પસ્થમ

પહેલાં શ્રીગોકુળનું ઘર લાગ્યું " વળી " રાધાજીને કાને ઝાલ ઝળુકે " તેને બદલે " રાધાજી એઠાં ઝાલર (વાલ) ખુકે (ખાય) " તેમજ " વંદ્રાવનમાં રાસ રમાડયાં " તેને બદલે " વાંદરાને તો રાસડે માર્યાં " એમ ભજન ઝીલનારા બોલે છે. આ રીતે અર્થ જાણ્યા વીના અનર્થ ગાવામાં આવે છે. એજ રીતે ભજનનાં પુસ્તકોમાં પણ અતીશય અપભ્રંશ છપાયલા જોવામાં આવે છે. વળી તત્ત્વજ્ઞાનનાં પુસ્તકો અતીશય કઠણ ભાષામાં લખાયલાં હોવાથી તે સામાન્ય ગુજરાતી જન સમુહને સહજ સમજાય એવાં ભાગ્યેજ હોય છે. એવા ગ્રંથોમાં વિષયની સમજ પાડવાના હેતુ કરતાં, લેખકનાં પાંડીત્યનું પ્રદર્શન કરવાની વલણ વિશેષ જોવામાં આવે છે. આવી આવી અનેક ખામીઓ સદગુરૂ કૃપાથી દુર કરી મુમુક્ષુઓને એક અપૂર્વ ગ્રંથ પુરો પાડવાનો આ ગ્રંથની પ્રસિદ્ધિનો પ્રથમ હેતુ છે. વળી અર્જુન ભક્ત કહે છે તેમ

" મારા શબ્દ છે સહેલારે પણ માહેથી મુશ્કેલા
તેમ ભજનોના તેમજ તત્ત્વજ્ઞાનના ગ્રંથો
શબ્દ બહુ સહેલા હોય છે પરંતુ તેનું રહ
બહુ ઉંડું હોવાથી, શબ્દ સમજાતાં છતાં રહ
સમજાતુ નથી તે સમજાવવું, એ બીજો હેતુ

આ પુસ્તકમાં છપાનારાં ભજનોના નમુ
દાખલ નીચેનું ભજન તેના અર્થ અને રહ
સાથે આપવામાં આવ્યુ છે જે ઉપર
પુસ્તકની અપૂર્વતા બાબત સહજ ખાત્રી થ

**ભજનઃ—**

**દવતો લાગેલરે ડુંગરીએ.**
**કહોને ઓધાજી હવે કેમ કરીએ,**
**હાલવા જઇએ તો હાલી ન શકીએ,**
**બેશી રહીએ તો બળી મરીએ,**
**બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,**
**ગુરૂજી તારે તો અમે તરીએ.**

**અર્થ અને રહસ્યઃ**—આ ભજનનું રહ
એવું છે કે જે રીતે સામાન્ય પૃથ્વીની સપા

નાં ડુંગર ઉંચા હોય છે તેમ સામાન્ય
જ્યો કરતાં મુમુક્ષની દશા ઉંચી હોય છે,
નાં આત્મસાક્ષાતકાર યાને અનુભવ દઢ થતાં
ધી વિરહ યાને ઇંતેઝારીની એક સ્થિતી
મુક્ષને પસાર કરવી પડે છે. એ સ્થિતીનુ
ર્ણન આ ભજનમાં મીરાંબાઇએ ગાયું છે.
એવું કે, હે ઓધા એટલે કે શુદ્ધ સત્વ
ણી બુદ્ધી, હું સામાન્ય જનસમુહ કરતાં
ંગર રૂપી ઉચ્ચ મુમુક્ષ દશામા આવી તો
ાં પણ શાંતી નથી. કેમકે મને પ્રભુનો
ાક્ષાત્કાર કયારે થશે, કયારે થશે, એવી
ાલાવેલી તો રહે કેજ, તો એ પણ અશાંતી
ાને દુઃખદ સ્થીતી છે, તો પછી એમાં હું
માઇ શું? જગત્ તરફની વૃત્તિમા પણ ધન
ત્રાદીકનું સુખ કયારે મળશે, કયારે મળશે,
ેમ થાય છે પરંતુ તેમાં તો તે મળવાનો
સંગ વારવાર પ્રાપ્ત થતો હોવાથી સુખની
ંખીયો થયા કરતી હતી. તો તે પણ હવે

હવે તો ગઇ, કેમકે સંસારસુખથી તો હું વિમુખ થઇ છું. બીજી લીટીમાં મીરાંબાઇ કહે છે કે " હાલવા જઇએ તો હાલી ન શકીએ, બેસી રહીએ તો બળી મરીએ " એટલે કે મુમુક્ષ દશામાં આત્મ સાક્ષાત્કાર થવાને માટે આગળનો રસ્તો કંઇ સુઝતો નથી યાને અનુભવ પ્રગટ થતો નથી તેથી તેવીને તેવી દશામાં બેસી રહીએ તો બળી મરીએ મતલબ કે નહી આ તીરે કે નહીં પેલી તીરે એમ ત્રીશંકુની માફક અધ્ધર લટકી "ઘરનાં બળ્યાં વનમાં ગયાં" " તે વનમાં લાગી લાય" તેના જેવું થયું એમ કહેવાનો હેતુ છે. છેવટ આ દશાનો એકજ ઉપાય મીરાબાઇએ જાણ્યો છે તેથી તે છેવટની લીટીમાં કહે છે કે " ગુરૂજી તારે તો અમે તરીએ" મતલબ કે એ દશામાં વીરહનું દુ:ખ તો થશે, પણ તેનુ ઓસડ એક ગુરૂનો આધાર એજ માત્ર છે એમ કહી દર્દ અને તેની દવા કહીને આ ભજનમાં ગુરૂ માહાત્મ પણ ગાયું છે.

**નામ નોંધાવવાનું ઠેકાણું પાછળ જુઓ.**

કાળા કૃષ્ણની ધોળી બાજુની સુંદરતા જોવી
હોય તો જરૂર આ પુસ્તક વાંચો.

# શ્રીમદ્ ભાગવતનું આધ્યાત્મિક રહસ્ય

યાને

# કાળા કૃષ્ણની ધોળી બાજુ.

ભાગ ૧ લામાં શ્રીમદ્‌ભાગવત્ દશમસ્કંધ પૂર્વાર્ધનું દરેક અધ્યાયનું પુરેપુરૂં ગુજરાતી ભાષાંતર તેના આધ્યાત્મિક રહસ્ય યાને કાળા કૃષ્ણની ધોળી બાજુ સહીત આપવામાં આવશે. **અને તે વૈશાખ સુદ ૩ સંવત ૧૯૮૦ ના અરસામાં પ્રસિદ્ધ થશે.**

**કીંમત:** દરેક ભાગના પાકા પુંઠાની રૂ. ૨॥ અઢી. તથા પાકા પુંઠાને સોનેરી અક્ષરવાળાની રૂ. ૩. ત્રણ ટપાલ ખર્ચ જુદું.

**વૈશાખ સુદ ૭ સંવત ૧૯૮૦ પછી ગ્રાહક થનારને દરેક ભાગના આઠ આના વધારે પડશે.**

આ પુસ્તકનું કદ, છાપકામ, તથા બાઇન્ડીંગ **"ભકિત ભાસ્કર"** ના જેવુંજ સુંદર અને મજબુત થશે.

આ પુસ્તકમાં પ્રથમ શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધથી શરૂ કરવામાં આવશે અને તે પછી બીજા સ્કંધો શરૂ કરીશું. એ રીતે આખું ભાગવત્ પુરેપુરૂં તેના આધ્યાત્મિક રહસ્ય સાથે પુરૂ થતાં સુધી દરેક ભાગ ૩૦૦ થી ૪૦૦ પાનાનો પ્રસિદ્ધ કરીશુ.

શ્રી કૃષ્ણ ભગવાન જેવા પૂર્ણ કળા અવતારનાં જે ચરીત્ર પુરાણોમા આપવામાં આવ્યાં છે, તેનું આધ્યાત્મિક રહસ્ય નહી સમજાયાથી તેમના સંબંધે અનેક કુતર્કો કરવામાં આવે છે એટલુંજ નહી પરંતુ મહાવીર ભગવાન જેવા સમતા ધર્મનો ઝુંડો ફેરવનાર મહાત્માના અનુયાયીઓ (જૈનો) શ્રી કૃષ્ણને ત્રીજે નર્કે ગયાનું માને છે. આવા અનિષ્ટ કુતર્કોનું ખંડન કરી પુરાણોમાં આવા ચરીત્ર-

દ્વારા ગુરૂ આત્મજ્ઞાનજ વર્ણવ્યું છે એમ સીદ્ધ કરી, તેના આધ્યાત્મિક રહસ્યનો લાભ મુમુક્ષુ જીવોને મળે એવા હેતુથી આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનું નક્કી કર્યું છે. તે પાર પાડનાર શ્રી સદ્ગુરૂ સમર્થ છે.

અત્રે નમુના દાખલ શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધના પ્રખ્યાત રાસક્રીડાવાળા ૩૩ તેત્રીસમા અધ્યાયનુ આધ્યાત્મિક રહસ્ય નીચે આપીએ છીએ તે ઉપરથી પુસ્તકનુ ગૌરવ સહજ જણાઈ આવશે.

## શ્રીમદ્ ભાગવત્ દશમ સ્કંધ પૂર્વાર્ધ
## અધ્યાય ૩૩ મો—રાસલીલા.

આ અધ્યાયમાં ભગવાને ગોપીઓ સાથે કરેલી રાસક્રીડાનું વર્ણન છે. અહી બે ગોપીઓ વચ્ચે એક એક રૂપથી ભગવાન પેદા કર્યું છે. એનું રહસ્ય એવું છે કે, બે ગોપીઓ એટલે બે વૃત્તિઓની વચ્ચે પ્રભુ સ્વરૂપ છે. જ્યારે આપણે એક વૃત્તિ ઉપરથી બીજી વૃત્તિમા

જઇએ છીએ, ત્યારે વચમાં જે સધાનો સમય છે, તે સમતાનું સ્વરૂપ છે. યાને નિર્વિકલ્પ સ્વરૂપ છે, તેજ પ્રભુનં સ્વરૂપ છે, તેજ રીતે જાગૃત અને સુશુપ્તિ, અને સુશુપ્તિ અને જાગૃત, એ બે અવસ્થા રૂપ બે ગોપીઓની વચ્ચેની સ્થીતી જેને તુર્યા કહે છે તેજ ભગવત્ સ્વરૂપ છે, તે આ બે અવસ્થાની વચ્ચે રમે છે. હવે ૪ થા તથા ૫ મા શ્લોકમાં જે કહ્યું છે કે ત્યાં દેવો પોતાની સ્ત્રીયો સહીત જોવા આવ્યા, અને દુંદુભી વાગવા લાગ્યાં, એજ એમ રહસ્ય સુચવે છે કે, ગોપીઓ રૂપી વૃત્તિઓ ભગવાનમય થઇ ગઈ તેથી દેવ દુંદુભી થયાં. જો ખરેખર આ રાસલીલામાં વ્યવહારમાં જેને વ્યભિચાર કહે છે તેવુંજ હોત તો એવી ક્રીયા જોવા દેવો આવ્યા એમ કહેવું એ કેવળ હાસ્યસ્પદ છે. શું દેવો એવા મુર્ખ, અને કુતુહલ વૃત્તિવાળા હતા ! વળી આવ્યા તો આવ્યા પણ સાથે પોતાની સ્ત્રીઓને પણ લાવ્યા, અને

દુંદુભા પણ વગાડયા. શું ભગવાનની હાંસી માટે વાજાં વગાડયાં. જો તેમ હોય તો પછી તેમને દેવજ કેમ કહેવાય. આ કથાનો એવે અર્થ હોય તો શું ભાગવતકાર જેવા મહાન વિદ્વાન મહાત્મા આટલી ઉઘાડ દીવા જેવી વાત સમજતા નહોતા, કે પોતાની કથામાં આવી ઉઘાડ હસવા જેવી વાત લખે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે આવી આવી વાતો જ્યાં જ્યાં લખી છે તે તેમાં સમાયલા અધ્યાત્મ રહસ્યના ઇસારા દાખલ છે. વળી શ્રી કૃષ્ણની ઉમર આ વખતે ભાગવતકારે ૧૧ વર્ષની અંદરની કહી છે એ ઉપરથી પણ એવોજ સાર નીકળે છે. આ રીતે ભગવત્કારે અતી ચતુરાઇથી આ કથા કહેલી છતાં તેની ચતુરાઇ મુઢ અને મુર્ખ માણસો આગળ, ભેંસ આગળ ભાગવત્ જેવી થઇ પડી છે. વળી આગળ ચાલતાં ૧૦મા શ્લોકમાં ગોપીઓને ભગવાનના પ્રતિબિંબ રૂપ કહી છે એ ઉપરથી પણ એમ

૨૫૯ બોધ થાય છે કે ગોપીઓના અર્થ વૃત્તિઓ છે, અને શ્રીકૃષ્ણ એટલે આત્મા, અને આત્મસ્વરૂપ પ્રાપ્ત કરનારાઓની વૃત્તિઓ જ્યારે ભગવાનમય થાય છે ત્યારે તેના મનમા કેવી લીલા થાય છે તેનુંજ વર્ણન આ રાસલીલામાં કર્યું છે, કેમકે વૃત્તિઓ ભગવાનનંજ પ્રતિબિંબ છે. આત્માજ વૃતિરૂપે વિકાસને પામે છે એમ શાસ્ત્રો સાખ પુરે છે. ૧૮મા લોકમા જે કહ્યુ છે કે ગોપીઓનાં સ્તન ઉપરનાં વસ્ત્ર ખસી જતાં, તેની ભાળ પણ તે રાખી શકતી નહોતી, એનો મર્મ એવો છે કે ભક્ત જ્યારે પ્રભુ ભક્તીમાં તલ્લીન થાય છે. ત્યારે લોક વાસનારૂપી તેનુ વસ્ત્ર ખસી જાય, એટલે કે લોકમાં તેની હાંસી થાય, તેની તેને દરકાર રહેતી નથી. ૧૯મા શ્લોકમા જે કહ્યું છે કે દેવોની સ્ત્રીઓ પણ આ રાસલીલા જોઈ કામાતુર થઈ ગઈ, એનો મર્મ એવો છે કે દરેક ઈંદ્રીઓના દેવતા છે એમ શાસ્ત્રોમાં કહ્યું

છે. હવે એ દેવતાઓ અને તેમની શક્તિરૂપી સ્ત્રીનું કામ પોતપોતાના કાબુની ઇંદ્રીઓદ્વારા જગતનું સુખ લેવાનું છે. પરંતુ જગતનું સુખ આત્મસુખ આગળ આ ઇંદ્રીઓના દેવોને પણ તુચ્છ લાગવા માંડ્યું અને આત્મસુખ ઉપરજ કામાતુર એટલે કે સર્વ કામનાઓમાં ભગવત પ્રાપ્તીની જે શ્રેષ્ટ કામના, તે કામનામાં આતુર યાને નિમગ્ન થઈ ગયા, વળી આગળ ચાલતાં ૨૬મા શ્લોકમાં કહ્યું છે કે ભગવાને વીર્ય સ્ખલીત થવા દીધું નહી એજ બતાવે છે કે આ રાસલીલાની કથા વ્યભિચાર લીલાની નહોતીજ, પરંતુ એમ બતાવવાનો હેતુ છે કે ભગવાન સર્વ લીલાના અધિષ્ટાન છતાં પોતે સર્વથી સ્વતંત્ર અને નિર્લેપ છતાં. સર્વ લીલાના બીજ રૂપ વીર્ય, એટલે કે પોતાની અધિષ્ટાન શકતી તેનો વ્યય નહી કરતાં, તે જેમના તેમ અચળ રહે છે આ કથાનો વિપ્રીત અર્થ થશે અને પોતાની

સાહિત્ય શકિતના નીમીત્તે ભગવાન શ્રી કૃષ્ણ ઉપર નાહકનો વિપરીત દોષ મૂઢમતીઓ લગાડશે, એમ જાણીનેજ ભાગવતકારે પરીક્ષીત રાજા પાસે આ બાબતમાં સીધોજ પ્રશ્ન કરાવ્યો છે, કે શ્રી કૃષ્ણે આવુ દોષયુક્ત કર્મ કેમ કર્યું.

આ પ્રશ્નનો ઉત્તર શુકદેવજી વ્યવહાર દ્રષ્ટિથી આપતાં કહે છે કે ગુરૂ કહે તેમ કરવું કરે તેમ નહીં- શિવજી ઝેર પી ગયા હતા તો ઝેર રૂપી દુઃખને જે પીવાની શકિત ધરાવે, તેનેજ શિવજી જેવાં આચરણ કરવા અધીકાર છે. વળી આધ્યાત્મિક દ્રષ્ટિએ જવાબ આપતાં ૩૫ તથા ૩૬ માં શ્લોકમાં કહ્યું છે કે ભગવાનને કોઇ પણ સ્ત્રીમાં પર સ્ત્રીપણું છેજ નહીં એ ઉપરથી શુકદેવજી એવો ઇશારો કરવા માગે છે કે આ બધી ગ્યા તો એકજ મનુષ્યની વૃત્તિઓ અને તેના આત્મા વચ્ચે જે ધડભાંજ સાધક દશાથી

માંડીને પુર્ણ દશાને પહોંચતાં સુધી થાય છે તેનોજ વિસ્તાર છે. વળી ૩૮માં શ્લોકમાં પણ જે એમ કહે છે કે ગોપીઓના ધણી ગોવાળીઆઓએ આ વાત જાણ્યા છતાં તેમને પણ ભગવાન ઉપર ક્રોધ થયો નહીં. તેનો પણ એજ હેતુ છે કે પોતેજ ગોપી, પોતેજ ગોવાળીઆ ને પોતેજ ભગવાન એ બધું પોતાનામાં ને પોતાનામાંજ છે અને તેમના વચ્ચેનીજ આ બધી લીલા છે એજ આ કથામૃતનું રહસ્ય છે

**ગ્રાહક થવાની ઇચ્છા રાખનારે નીચેના સિરનામે પોતાનું નામ ઠામ તાકીદે નોંધાવવું.**

**વકીલ બળવંતરાય રઘુનાથજી દેશાઈ**

**ઠેકાણું-રાજમહેલ રોડ વડોદરા.**